॥ ઓ૩મ્ ॥

# આર્યસમાજ અને તેના ઉદ્દેશો




હિન્દી પરથી ગુજરાતી ભાષાંતર કરનાર:

ધીરજરામ ગોપાળસિંહ ઠાકોર



છપાવી પ્રસિદ્ધ કરનાર:

છોટાલાલ બેચરદાસ સુરતવાલા

સ્ટેશનરોડ—સુરત

૧૨૬૭૦

# મીલ, જીન સ્ટોરના વેપારીને

# ખુશ ખબર

અમારે ત્યાં જીનીંગસ્ટોર—લેધર બેલ્ટીંગ ક્રોમ-લેધર, નડિયાદી, ભરૂચી સુરતી વગરે નીમકના ચામડા વાઈસર, તેમજ કંપ્લીટ રોલર, કાનપુરી લેધર લેશ, ક્રોમ લેધર બેલ્ટીંગ, મીલ માટે રોલર સ્કીન, પીકાગ બેન્ડસ, ઘોડાગાડી માટે હુડકલાસ વગેરે કીફાયત ભાવથી તૈયાર મળશે.

અમારા પ્રખ્યાત અને સરટીફીકેટ અને મેડલ મેળવેલ ( કેમલ બ્રાન્ડ અને બુલડોગ બ્રાન્ડ ) લેધર બેલ્ટીંગ ઇંગ્લીશ કોઇપણ જાતના બેલ્ટીંગની હરીફાઇ કરી શકે છે. આજેજ ઓર્ડર આપી ખાત્રી કરો. વધુ ખુલાસા માટે લખો.

વધારામાં નીચે જણાવેલાં પુસ્તકો અડધા આનાની કિંમતે અત્રેથી મળશે

હિંદુ જાતિની રક્ષાના ઉપાય.

ઇશ્વર અને તેની પૂજા.

ટેલીગ્રામ—"બેલ્ટીંગ સુરત."

**સી. બી. સુરતવાળા સ્ટેશનરોડ, સુરત.**

# આર્યસમાજ અને તેના ઉદ્દેશો.

આર્ય શબ્દનો અર્થ શ્રેષ્ઠ છે, અને સમાજનો અર્થ સભા થાય છે, એટલે શ્રેષ્ઠ મનુષ્યોની સભાને આર્યસમાજ કહેવામાં આવે છે ઋષિ દયાનંદે ચૈત્ર સુદ ૫ સંવત ૧૯૩૨ એપ્રીલ સન ૧૮૭૫માં આર્યસમાજની સ્થાપના મુંબઇ શહેરમાં કરી હતી. ત્યાર બાદ ભારત વર્ષના પ્રત્યેક શહેર અને ગામોમાં સમાજ સ્થપાઇ હતી, હાલમાં સમાજની સંખ્યા ૬૦૦થી અધિક થાય છે.

## આર્યસમાજના નિયમો.

૧—સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તેનું આદિમૂળ પરમેશ્વર છે.

૨—ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનંત, નિર્વિકારી, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર અને સૃષ્ટિ કરતાં છે, માટે તેનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩—વેદ સત્યવિદ્યાનું પુસ્તક છે, માટે વેદ ભણવા ભણાવવા સાંભળવા સંભળાવવાનો સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪—સત્યગ્રહણ કરવામાં અને અસત્ય ત્યાગ કરવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫—સર્વકામ ધર્માનુસાર અર્થાત સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઇએ.

૬—સંસારનો ઉપકાર કરવો સમાજનો મુખ્ય ઉદ્દેશ છે, એટલે શારિરીક આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી !

૭—સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તાવ રાખવો જોઇએ.

૮—અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ !

૯—પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતોષ નહી માનતા સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ !

૧૦—સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ, અને પોતાના હિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઇએ.

ઉપરના નિયમો વાંચવાથી નિચે લખેલી બાબતો ધ્યાનમાં આવે છે.

(૧) ઇશ્વર એક છે.

(૨) વેદ ઇશ્વરકૃત આર્યોના ધર્મ પુસ્તક હોવાથી તેનો નિત્યપાઠ કરવો જોઇએ.

(૩) પોતાને એમ સમજાય કે હમે જે માનિયે અનેકરીએ છીએ, તે અસત્ય છે, તેનો દુરાગ્રહ કર્યા શીવાય ત્યાગ કરવો જોઇએ.

(૪) સમાજની ઉન્નતિ માટે સતત્ પ્રયત્ન કરવા જોઇએ!

## આર્યસમાજના સિદ્ધાન્ત

### ઇશ્વરના વિષયમાં

(૧) ઇશ્વર એક છે, બીજો ઇશ્વર થઈ શકે નહી.

(૨) ઇશ્વર નિરાકાર અને અનંત છે તે ઉપરની આંખોથી જોઇ શકાતો નથી માટે તેની મૂર્તિ બનાવી શકાય નહી ?

(૩) ઇશ્વર સર્વજ્ઞ અને સર્વવ્યાપક છે, તે સઘળુ જાણીને જોઇ શકે છે, નાની મોટી સર્વ વસ્તુના અંદર બ્હાર વ્યાપી રહ્યો છે ?

(૪) ઇશ્વર સર્વશકિતમાન છે, માટે તે કોઇની પણ સહાયતા શિવાય હરેક કાર્ય પોતાની શકિત દ્વારા કરી શકે છે

(૫) ઇશ્વર અજન્મા અને નિર્વિકાર છે, તેથી તે જન્મ મરણના બંધનમાં આવી શકતો નથી, તેમજ અવતાર પણ થઈ શકતો નથી કારણ તે નિર્વિકાર છે.

(૬) રામ કૃષ્ણ ઇત્યાદિ ઇશ્વરના અવતાર નહી હતાં, પરંતુ ધર્માત્મા પુરુષ હતાં માટે તેના સારા કર્મોને ગ્રહણ કરવા જોઇએ, તેની મૂર્તિને ઇશ્વર માનીને પૂજવી નહી જોઇએ ?

## જીવાત્મા

(૧) જીવ ચેતન અને અનાદિ છે, તેની સંખ્યા અનંત છે;

(૨) જીવ મરતો કે જન્મતો નથી.

(૩) જીવની શકિત અને જ્ઞાન, અલ્પ પ્રમાણમાં હોવાથી તે અલ્પજ્ઞ કહેવાય છે.

(૪) જીવ શરીર ધારણ કરે છે,

(૫) જીવ જેવાં જેવાં કર્મો કરે છે તેવાં તેવાં તેને કર્માધિન થઇને શરીરો ધારણ કરવાં પડે છે. જેથી જીવનો અવતાર કહેવાય છે, ઇશ્વરનો નહી?

(૬) જીવ જ્યારે સારા કર્મો કરતાં કરતાં ઉત્તમ અવસ્થાએ પહોંચે છે, ત્યારે તેને મોક્ષ મલી શકે છે, અર્થાત્ સ્થૂલ શરીર ત્યાગીને દિવ્ય સ્વરૂપે, સ્વતંત્ર વિચરીને ઇશ્વરના આનંદમાં મગ્ન રહે છે!

(૭) મોક્ષ ૧૫ ખર્વ, ૫૫ અબ્જ ૨૦ કરોડ વર્ષના માટે થાય છે, એટલી મુદત પૂર્ણ થયા બાદ સંસારમાં ઉત્તમ શરીર ધારણ કરે છે, પછી જેવાં જેવાં કર્મો કરે છે તેવા તેવા કર્મ ફળોનો ભોકતા થાય છે.

## પ્રકૃતિ

(૧) પ્રકૃતિ નાના નાના પરમાણુઓનું નામ છે.

(૨) પરમાણું જડ છે તેમાં જ્ઞાન કે ચેતન નથી.

(૩) એ પરમાણું અનાદિ અને અનંત છે.

(૪) ઇશ્વર સઘળાં પરમાણુંઓને એકઠા કરીને સૃષ્ટિની ઉત્પત્તિ કરે છે, અગ્નિ, પાણી, પૃથ્વી, પવન, આકાશ, એ સર્વે પરમાણું આના ફળ છે, સૂર્ય ચંદ્રાદિ અને હમારા શરીરો પણ એજ પરમાણુંનું પરિણામ છે.

(૫) પ્રલયકાળમાં પરમાણુંઓ જુદા જુદા થઇ જાય છે. જેને બ્રહ્મરાત્રિ કહે છે, અને જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે તેને બ્રહ્મ દિવસ કહેવાય છે.

## વેદ

(૧) વેદ ચાર છે, ઋગવેદ, સામવેદ, યજુર્વેદ, અને અથર્વવેદ.

(૨) વેદોનું જ્ઞાન ઇશ્વરે સૃષ્ટિની આરંભમાં ચાર ઋષિઓને પ્રેરણાદ્વારા આપ્યું હતું.

અગ્નિ રૂષિને રૂગ્વેદનું

વાયુ રૂષિને સામવેદનુ

આદિત્ય રૂષિને યજુર્વેદનુ

અંગિરા રૂષિને અથર્વવેદનું

(૩) એ રૂષિઓએ વેદોનો ઉપદેશ અન્ય રૂષિઓ અને મનુષ્યોને કર્યો, સંસારની સર્વ પ્રચલિત વિદ્યાઓ વેદમાંથી ઉપજાવી. કાઢવામાં આવી છે,

(૪) વેદ સ્વતઃ પ્રમાણ છે,

(૫) વેદની ભાષા સંસ્કૃત નથી પણ તે દેવવાણી કહેવાય છે, સંસ્કૃત ભાષા વેદની ભાષાથી ઉત્પન્ન થઈ છે, અને અન્ય ભાષાઓ સંસ્કૃત ભાષામાંથી ઉપજાવવામાં આવી છે:

(૬) વેદોમાં ઇતિહાસ કોઈનો પણ નથી! તેના શબ્દો યૌગિક છે, અર્થાત વેદોમાં એવા શબ્દો આવેલા છે, કે, તે હમને મનુષ્યોના નામ જેવાં માલમ પડે છે, પરંતુ તેનો અર્થ બીજો થઇ શકે છે!

(૭) વેદોમાં રામ કૃષ્ણ આદિ અવતારોનું વર્ણન બીલકુલ નથી.

(૮) વેદોમાં મુખ્ય ત્રણ વિષયો છે, (૧) ઇશ્વરના માટે સમયાનુકુલ પ્રાર્થનાઓ, (૨) સૃષ્ટિના નિયમો (૩) મનુષ્યોને ઉપદેશ,

(૯) વેદોમાં ઇન્દ્ર, અગ્નિ વરૂણ, આદિત્ય આદિનામો ઇશ્વરને માટે વાપરવામાં આવેલા છે, તેમજ ભૌતિક પદાર્થો, જેવા કે અગ્નિ. પાણી સૂર્યાદિના માટે તેજ નામો આપેલાં છે,

(૧૦) આ સૃષ્ટીમાં પ્રથમ વૈદિક ધર્મજ હતો, પાછળથી બીજા મતો અને સંપ્રદાયો થયાં છે;

## અન્ય શાસ્ત્રો

આર્ય સમાજ વેદને ઇશ્વર કૃત માને છે, અને તે શીવાય નીચે લખેલા રૂષિયો કૃતગ્રંથો કે, જે, વેદોના અનુકુલ હોય તે પ્રમાણે તેને માન્ય રાખવામાં આવે છે,

(૧) ચાર બ્રાહ્મણ ગ્રંથો–એતરેય, સામ, શતપથ, અને ગોપથ,

(૨) અગીયાર ઉપનિષત્–ઇશ, કેન, કઠ, મુંડક, માંડુક્ય, એતરેય, તૈતરાય, છાન્દોગ્ય, બૃહદારણ્યક, પ્રશ્ન, અને શ્વેતા શ્વતર.

(૩) ૭ દર્શન શાસ્ત્રો ગૌત્તમનો ન્યાય, કણાદનો વિશેષક, કપિલનો સાંખ્ય, પતંજલીનો યોગ, જૈમિનિનો પૂર્વ મિમાસા, વ્યાસનો ઉત્તર મિમાસા (વેદાન્ત)

(૪) માનવધર્મશાસ્ત્ર મનુસ્મૃતિ

(૫) ગોભિલિ ગૃહ્યસૂત્ર, પારસ્કર ગૃહ્યસૂત્ર, આ શ્વલાયન ગૃહ્યસૂત્ર

(૬) સ્વામી દયાનંદના ગ્રંથો સત્યાર્થ પ્રકાશ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા આદિ ?

## મનુષ્ય સમાજ

(૧) પ્રથમ ઇશ્વરે તિબ્બેટમાં મનુષ્યોની ઉત્પત્તિ કરી હતી, પછી જેમ જેમ વૃદ્ધિ થતી ગઇ, તેમ તેમ મનુષ્યો ચારે—

તરફ પોતાના કુટુંબ સહિત. જઇ વસવાથી જુદા જુદા દેશો અને નગરો વસતાં ગયાં. સંયોગવસ મનુષ્યોના જેવા જેવા આચાર વિચાર બંધાતા ગયા, તે તે પ્રમાણે ભિન્ન ભિન્ન સમાજો બંધાતી ગઇ, પ્રથમ તો સર્વની એક આર્યજાતિજ હતી.

(૨) આદિ સૃષ્ટિમાં પ્રથમ એક જોડું નહીં પણ એવાં ઘણાં સ્ત્રી પુરૂષોના જોડાં ઇશ્વરે ઉત્પન્ન કર્યાં. હતાં, પછી તેનાં સંતાનો એક બીજામાં વિવાહ કરીને વૃદ્ધિ કરતાં ગયાં ?

(૩) સર્વ મનુષ્યો જન્મથી સમાન છે, ગુણકર્મ સ્વભાવથી તેના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એવા નામો પડયાં !

(૪) વિદ્યાભણીને, ભણાવવાવાળા, નેતાઓનું નામ બ્રાહ્મણ છે. મનુષ્ય સમાજની રક્ષા કરવાવાળાનું નામ ક્ષત્રિય છે વ્યાપાર અને કળાકૌશલ્યાદિકામ કરવાવાળા વૈશ્ય કહેવાય છે. કણબી; કાછીઆ, લુહાર, સુથાર, કડીઆ, માળી, કુંભાર, ઘાંચી, સોની, સુખડીઆ વણકર ઇત્યાદિ સઘળાં વૈશ્ય કહેવાય છે ? જે સેવા એટલે બીજાના તાબામાં રહીને, પોતાની આજીવિકા ચલાવે છે તે શુદ્ર કહેવાય છે ? ઉપર લખેલી વર્ણો પોતાના ગુણ કર્માનુસાર બદલી શકાય છે, કર્મ બદલવાથી શુદ્ર બ્રાહ્મણ થઇ શકે છે, અને બ્રાહ્મણ પોતાના કર્મનો ત્યાગ કરવાથી શુદ્ર થઈ શકે છે.?

(૫) શુદ્રનું કામ હલકું કહી શકાતું નથી, માટે તેનાથી કોઇએ ઘૃણા નહી કરવી જોઇએ ?

(૬) વેદ ભણવા ભણાવવાનો અધિકાર મનુષ્ય માત્રનો છે ?

૧૨૬૭૦

## यज्ञ

પાંચ યજ્ઞ દરેક આર્યોએરોજ કરવા જોઇએ.

(૧) બ્રહ્મ યજ્ઞ, અર્થાત્ ઇશ્વરોપાસના અને વેદનો પાઠ કરવો તે.

(૨) દેવયજ્ઞ, અર્થાત્ નિત્યપ્રતિ સુગંધીત વસ્તુ અને ઘીનો હવન કરવો ?

(૩) ભુતયજ્ઞ અર્થાત્, ગાય કુતરાં આદિ આશ્રિત જીવોને ભોજન આપવુ ?

(૪) પિતૃયજ્ઞ, અર્થાત્, જીવતાં માતાપિતાનો સત્કાર મૃતકોનો સત્કાર થઇ શકતો નથી, માટે શ્રાદ્ધ, તર્પણ મિથ્યા છે ?

(૫) અતિથિયજ્ઞ, અર્થાત્ સાધુ, સંન્યાસી વિદ્વાન આદિ આવેલા હોય તેનો સત્કાર કરવો તે ?

## संस्कार

પ્રત્યેક આર્યને સોળ સંસ્કાર કરવાના હોય છે ?

ત્રણ જન્મના પહેલા (૧) ગર્ભાધાન (૨) પુન્સવન (૨) સીમન્તોન્નયન ?

૭ સંસ્કાર બાલ્યાવસ્થામાં (૧) (જાતકર્મ) (૨) નામકરણ (૩)નિષ્ક્રમણ (૪) અન્નપ્રાશન (૫) મુંડન (૬) કર્ણવેધ

બે વિદ્યાભ્યાસના પ્રારંભમાં (૧) યજ્ઞોપવીત (૨) વેદારંભ બે વિદ્યા સમાપ્તિ વખતે (૧) સમાવર્ત્તન (૨) વિવાહ બે વૃદ્ધાવસ્થામાં (૧) વાનપ્રસ્થ (૨) સન્યાસ, અને છેલ્લે મૃતક શરીરનો અંતેષ્ટી સંસ્કાર

## વિવાહ

(૧) વિવાહ પુત્રીના ઓછામાં ઓછાં ૧૬ વર્ષની ઉમ્મરે અને પુત્રના ૨૫ વર્ષની ઉમ્મરે થવા જોઇએ ?

(૨) એક પુરૂષ એક સ્ત્રીથી વિવાહ કરી શકે.

(૩) અક્ષતયોનિ વિધવાના અક્ષત વીર્ય પુરૂષ સાથે વિવાહ થવા જોઇએ ?

## આર્યસમાજનું સંગઠન

(૧) ઓછામાં ઓછાં નવ સભાસદોની એક સમાજ થઇ શકે છે.

(૨) પ્રત્યેક સભાસદે પોતાની આવકમાંથી સેંકડે એક રૂપીઓ સમાજ ફંડમાં આપવો જોઇએ ?

(૩) સદાચારનું પાલન નહી કરનાર તેમજ ઉપર મુજબ ફંડમાં નહી આપનાર સભાસદોને સમાજથી પ્રથક કરવામાં આવે છે ?

(૪) પ્રાન્તની સમાજોનું સંગઠન રહેવા માટે, પ્રાન્તીય પ્રતિનિધિ સભાઓ હોય છે, જેમા પ્રત્યેક સમાજના ચુંટેલ સભાસદો પ્રતિનિધિ થઇને જાય છે, પ્રતિનિધિ મોકલવાનો નિયમ એવો છે કે, પચ્ચીસ સભાસદ અગર તેથી ઓછાં હોય તો તે પ્રમાણે એક પ્રતિનિધિ ચુંટીને મોકલવામાં આવે છે.

(૫) પ્રાન્તિય પ્રતિનિધિ સભાના પ્રતિબંધના માટે એક અંતરંગ સભા હોય છે.

(૬) પ્રતિનિધિ સભામાંથી ચુંટાયલા સભાસદોની સાર્વદેશિક સભા છે, તેનું મુખ્ય સ્થાન દિલ્લીમાં છે ;

## આર્યસમાજનું કામ

(૧) શિક્ષાનું કાર્ય—સમસ્ત ભારત વર્ષમાં આર્યસમાજના હસ્તક નાના મોટાં મળીને ૫૪૭ વિદ્યાલયો ચાલે છે જેમાં ૫૯૦૬૦ વિદ્યાર્થી ભણી રહ્યા છે, ૨૭૮૦ ભણાવવા માટે અધ્યાપકો છે, તેના પાછળ ૨૦ લાખ ૩ હજાર ૪૭૧ રૂપીઆ દસ આના ૯ પાઇ વાર્ષિક ખર્ચ થાય છે, એ વિદ્યાલયોના મકાનો માટે ૭૮ લાખ ૭૧ હજાર ૫૩૮ [illegible] નો ખર્ચ થઇ ચૂક્યો છે, મોટા વિદ્યાલયોના નામ દયાનંદ એંગ્લો વૈદિક કોલેજ લાહોર, ગુરૂકુલ કાંગડી, ગુરૂકુલ વૃન્દાવન, રાજારામ કોલેજ કોલ્હાપુર, કન્યા મહાવિદ્યાલય જાલંધર, ડી. એ. વી. કોલેજ દેહરાદૂન, ડી. એ. વી. કોલેજ કાનપુર મહાવિદ્યાલય જ્વાલાપુર ઇત્યાદિ

(૨) અનાથાલયો, જેમાં અનાથ બાળકોને પાળીને વિદ્યા ભણાવવામાં આવે છે, અનાથાલય ફીરોજપુર, અનાથાલય અજમેર, અનાથાલય આગરા, અનાથાલય બરેલી, અનાથાલય લખન ઇત્યાદિ

(૩) વિધવા સહાયક સભાઓ. જેના દ્વારા વિધવાઓના પુનર્વિવાહ થાય છે, સેંકડો વિધવાઓ પતિત થતી બચાવવામાં આવે છે,

(૪) અછુતોદ્ધાર માટે સભાઓ છે,

(૫) શુદ્ધિ સભાદ્વારા જે ભાઇઓ મુસલમાન યા ખ્રિસ્તી થઇ ગયા હોય, તેની ઇચ્છાથી તે લોકોને શુદ્ધ કરીને પાછા વૈદિક ધર્મમાં લેવામાં આવે છે, અત્યાર સુધી પચ્ચાસથી સાઠ હજાર મુસલમાન અને ખ્રિસ્તી થયેલ.ઓની શુદ્ધી કરીને પુનઃ વૈદિક ધર્મમાં લેવામાં આવ્યા છે

(૬) બાળવિવાહ અને વૃદ્ધ વિવાહ રોકવા માટે સમાજનો પ્રયત્ન ચાલુ છે,

(૭) ખરી જીવ રક્ષા માટે સમાજે લોકોનુ ધ્યાન ઘણુ આકર્ષિત કર્યુ છે, હજારો માંસાહારી અને મદિરાપાન કરવા વાળાને વૈદિક ધર્મી બનાવી, તેના ખોટા અહાર વિહારનો છોડાવ્યો છે,

(૮) હવનની પ્રથા જે સદંતર બંધ થઇ ગઇ હતી તે, હવે નિત્ય પ્રતિઆર્યોમાં ચાલુ થઇ ગઇ છે,

(૯) વેદ ભણવાનો અધિકાર, સ્ત્રી શૂદ્રાદિ સર્વ મનુષ્ય માત્રને હોવાથી વેદનો પ્રચાર દિન પર દિન વધતો જાય છે,

આવો અને આર્ય સમાજના સભાસદ થઇને મનુષ્ય દેહનું સાર્થક કરો

ઓમ શાન્તિ શાન્તિ શાન્તિ

